# સમજણ.

કેવળ શારીરિક સ્વાસ્થ્યમા વધારો કરવાના ઉદ્દેશથીજ નહિ પણ મનની જડતાને ખસેડવા તથા સહજ આહ્લાદ મેળવવા માટે રમત રમવામા આવે છે એવી રમતો સુધરેલી તેમજ બીન સુધરેલી પ્રજામા પણ પોતપોતાના રિવાજો મુજબ રમાયા કરે છે

પશ્ચિમના દેશોમા ફૂટબૉલ અને ક્રિકેટની રમત ઘણેજ ફેલાવો પામી છે, ને તે ધીરે ધીરે પૂર્વના દેશોમા પણ દાખલ થતી જાય છે હિન્દુસ્થાનના અગ્રેજી કેળવણી પામેલા યુવકોમા તો એ બન્ને રમતોએ ઘણુ મોટુ સ્થાન મેળવી લીધુ છે

પણ આજે પાશ્ચાત્ય કેળવણીના જ પ્રતાપથી હો, કે પછી બીજા કોઇ રાજદ્વારી સજોગોથી હો પણ આપણે બની શકે તે તે દિશામા આપણુ જુનુ સ્વરૂપ શોધી કાઢવામા ધ્યાન આપતા

થયા છીએ આ અવસરે આપણે આપણી જુની રમતો કેવી હતી તે જાણવાનો સામાન્ય યત્ન પણ આદરીએ તો તેથી જાતીય ઉત્કર્ષ જ સૂચવાશે

હિન્દુસ્થાનની જૂની રમતો તરફ સાધારણ લક્ષ જતા જ આપણને એ કે ત્રણ રમતો એવી જણાશે કે જે એકલા ગુજરાતનીજ કે મહારાષ્ટ્ર યા બીજા હિન્દુસ્થાનના કોઇ એક ખાસ પ્રદેશની જ નહિ પણ આખા હિન્દુસ્થાનમા રમાય છે ગેડીદડા, આટાપાટા, અને હાડુડુ વગેરે રમતો થોડા ઘણા નિયમફેરથી આખા હિન્દુસ્થાનમા ગામેગામ ને ઠામેઠામ રમાય છે આર્યાવર્તનો તેના જુદા જુદા આન્તર ગણ્ડ્રો સાથે સબધ હતો ને હજી સુધી નષ્ટ રહ્યો છે તે ત્યા એક રીવા દાખલાથી પણ જાણી શકાય છે પણ અટલુ તો કહેવુ પડશે કે એ આખા હિન્દુસ્થાનમા ગામેગામ ને ઠામેઠામ રમાતી રમતથી આપણા અગ્રેજી કેળવણી પામેલા યુવાનો તદ્દન અજાણ્યુ છે, અથવા એમ માનો કે તેઓને એ રમત રમવી ગમતી નથી

પોતાના જૂના રીતરિવાજો પર હવે શિક્ષિત સમુદાય પાછો મમતા પ્રગાવતો થતો જાય છે તેથી આશા છે કે ગમે તેવી પણ આપણા પૂર્વજો જે રમત રમી આનંદ અને તન્દુરસ્તી પામી શક્તા હતા, અને આખા હિન્દુસ્થાનમા અવિચ્છિન્ન સબધ સૂત્રનુ જે આજે પણ સૂચન કરે છે, તે આપણી રાષ્ટ્રીય રમતો પર આપણી નૈસર્ગિક મમતા બધારો

રાષ્ટ્રીય રમતો પસન્દ કરનારન પણ તે રમતો છોડી ફૂટબૉલ કે ક્રિકેટ વગેરેનો આસરો લેવો પડે છે તેનુ કારણ એ છે કે ફૂટબૉલ કે ક્રિકેટની રમત જેવી રીતે ખાસ પદ્ધતિ પ્રમાણે ને નક્કી થઈ ચૂકેલા શ્રેષ્ઠ નિયમોને જાળવી રમાય છે તેવી પદ્ધતિ અને નિયમો આપણી "દેશી રમતો"મા નથી આથી રમવાની ઇચ્છા હોવા છતા ઘણાને તે રમતા સંકોચાવુ પડે છે પણ આખા હિંદુસ્તાનમા સર્વત્ર રમાતી

રમતોમાની જે પ્રસિદ્ધ રમતો વિષે ઉપર કહે વામા આવ્યુ છે, તે જો થોડે ઘણે અંશે સુધારી લેવામા આવે, તો તેમા દેખાતી બધી ખામી આપોઆપ જ દૂર થશે, ને એ જૂની રમતમા સંતાએલુ મનોહરપણુ પ્રગટી નીકળશે

પણ એ રમતમા સુધારો કરવાનુ કામ શરૂ કીધા પછી ઘણા ગુંચવાડા ઉભા થશે એ નિર્વિવાદ છે પણ સુધારાની નીતિને સહેલી કરી લઈએ તો બધી મુશ્કેલીઓ દૂર થઇ જશે એમ અમારૂ માનવુ છે એકની એકજ રમત હિંદુસ્તાનમા જુદા જુદા ભાગોમા જુદી જુદી રીતે રમાય છે, ને તે દરેક રીતો અધૂરી અને પદ્ધતિ વિનાની છે, એ ખરૂ પણ પહેલા જુદા જુદા ભાગોમા રમાતી તે રમતની બધીજ રીતો જો એકઠી કરી લઇએ, ને પછી તે બધી રીતોમાથી અંગ્રેજી રમતના ધોરણ તરફ નજર રાખીને જુદો સંગ્રહ કરીએ, અને તે ઉપરથી નિયમો પાછા ગોઠવી કાઢીએ, તો આપણા જ રિવાજોને, આપણી જ

પદ્ધતિના નવા સંગ્રહને નવી ગોઠવણીથી આપણી રાષ્ટ્રીય રમત સારૂ રૂપ લઇ શકે દાખલા તરીક ગેલ્લીદંડાની રમત આખા હિંદુસ્થાનમાં જુદી જુદી રીતે રમાય છે ને તેની દરેક રીતો અપૂર્ણ અને પદ્ધતિ વિનાની જ છે પણ આપણે આખા હિંદુસ્તાનમાં જુદી જુદી જે રીતોથી એ રમત રમાય છે તે બધી રીતોનો અભ્યાસ કરીએ, ત્યાર બાદ ક્રિકેટની રમત તરફ નજર રાખી આપણી ગેલ્લીદંડાની રમતોની જુદી જુદી રીતોના સંગ્રહમાંથી ઉચિત ચુંટણી કરીએ, ને યોગ્ય રીતે તેને ગોઠવી દઇએ તો ગેલ્લીદંડાની રમત સારા નિયમોથી બંધાએલી, પદ્ધતસરની તથા આપણે માટે તો ખાસ આનંદકારી થઇ પડે પણ એ રમતની રીતના સંગ્રહ કેવળ ગુજરાતના કે મહા રાષ્ટ્રના જ જુદા જુદા જિલ્લાઓમાંથી કરી લઇને સંતોષ ન માની બેસવું તેમ કરવાથી તેને આખું રાષ્ટ્રીય સ્વરૂપ નથી મળતું, ને વળી તેના

સર્વાંગ સુન્દર નીવડવામાં પણ બહુજ ન શક્ય રહે છે

એ પદ્ધતિને લક્ષમાં રાખી અમે હાતુતુની રમતનો પુનરુદ્ધાર કરવા પ્રેરાયા છીએ અમારા ગુજરાતી બાળકો અને શિક્ષિત યુવકો સમક્ષ આ હાતુતુની નિયમાવલી રજુ કરતાં અમને આનંદ થાય છે

જેમ ગેલ્લીદંડાની રમત ક્રિકેટ સાથે ઘણું ભાગે મળતી આવે છે તેમ આ હાતુતુના રમતને આપણે ફૂટબૉલની રમત સાથે બેશક સરખાવી શકીએ ગુજરાતના ગામડાઓમાં અને શહેરોમાં બહુજ એ રમતો રમાય છે પણ નિયમોનુ સૌષ્ઠવ અને પદ્ધતિ વગેરે ક્યાંય સચવાતા નથી, તેથી એ રમત કેવળ સ્વાભાવિક રીતેજ શિક્ષિતવર્ગ દુર્લક્ષ કરે છે પણ પ્રસ્તુત નિયમાવલી પ્રમાણે જો શિક્ષિત યુવકો આ રમતનો પુનરુદ્ધાર કરી લેશે તો તેમાં તેઓ પોતાને તથા રાષ્ટ્રના અખંડ આત્માને કૃતાર્થ કરશે વળી ફૂટબૉલની રમતોમાં

થાય છે તેમ આ રમતમા પણ રમનારને સોનાનો કે રૂપાનો ચાદ અને એમની ટાળીને હરિફાઈથી જીતી લેવા માટે સોનાની ઢાલ વગેરેની વ્યવસ્થા કરવામા આવશે તો એ રમતને કાઇ નવુ જ રૂપ મળી જશે, બ ગાળામા એ રમતનો એ જ રીતે ઉદ્ધાર થયો છે, ને ચ દ્રનગરના બાગરકાલિરોય નામના એક સજ્જને એ રમતમા ચાદ ને ઢાલ માટે હરિફાઈની રીત દાખલ કીધી છે તેથી બ ગાળાના શિક્ષિત યુવકોમા એ રમતે ફૂટબૉલ કરતા પણ મોટુ સ્થાન લઈ લીધુ છે એ રીતે બ ગાળામા તો એ રમતને રાષ્ટ્રીય રમતનુ જ સ્વરૂપ મળી ગયુ છે પ્રસ્તુત યત્ન કેટલેક ભાગે ચ દ્રનગરમા મ ડાયેલા મ ડાણનો જ દાખલો લઈ આરભાયો છે

જેમ ફૂટબૉલની રમતમા સ્વાસ્થ્યને ઘણોલાભ મળે છે તેમ હાવુતુમા પણ ધારવા કરતા વધારે સ્વાસ્થ્ય મળે છે બ ગાળાના પ્રસિદ્ધ ડૉક્ટર શ્રીયુત

કાર્તિકેય દ્ર ઓઝા "સ્વાસ્થ્ય સમાચાર" એ નામના બંગાળી માસિકપત્રમા જણાવે છે —

"હાતુતુતુની રમતમા ફૂટબૉલની રમત કરતા થાક ઓછો લાગે છે ફૂટબૉલની રમતમા હદ ઉપરાતનો થાક (*Over Lx ris*) થાય છે, ને તેથી શરીરમા ક્ષયનુ પરિણામ વધતુ જાય છે હાતુતુતુમા મના હદ ઉપરાતના થાકની વકી રહેતી નથી આ કારણથી ફૂટબૉલ કરતા હાતુતુતુની રમત ઘણી જ ઇચ્છવા જેવી છે એ રમતમા દરેક સ્નાયુપેશીને જોઈતી કસરત મળે છે, ને ફેફસાની સારામા સારી કસરત તો આ જ રમતમા છે"

આથી પ્રસ્તુત નિયમાવલીના આધારે ગુજરાતના શિક્ષિત બાળકો તથા યુવકો પોતાના પૂર્વજો જે રમતથી સ્વાસ્થ્ય અને આનંદ પામતા હતા, તેજ રમતને સ્વીકારવામા પોતાનુ ગૌરવ રહેલુ સમજશે તો અમે અમારો યત્ન સફળ થયો માનીશુ

ગોવિન્દ

# રમતનુ સામાન્યજ્ઞાન,

૫૧', (ફૂટ) લબાઇ અને ૩૭½'(ફૂટ) પહો ળાઈવાળા એક ચોગાનની બરાબર વચ્ચે એક સીધો લીટો છે તેને આપણે "ખડાઇ" કહીશુ રમતમા આ લીટો ઘણો અગત્યનો છે એ લીટો આખા ચોગાનના સરખા બે ભાગ પાડે છે એ દરેક ભાગને આપણે કોટ કહીશુ દરેક કોટમા સાત સાત ખેલાડીઓ રહેશે ધારો કે તમે એમાના એક કોટના ખેલાડી છો તમારા કોટમા સામા પક્ષનો કોઇ પાબ ખેલ ની દાખલ થઈ તમારામાના કોઇને અડકી એટ લ્યા તે સહીસલામતે પોતાના કોટમા પાછો નહિ આવ્યો જાય તેની તમારે કાળજી રાખવી જોઇએ તેથી તમારી ટોળીને સાવચેતીથી પદ્ધતસર ગોઠવી રાખો ઘણી સારી પદ્ધતિ તો આ છે કે તમારી ટોળીને તમે ચ દ્રવ્યૂહે ગોઠવો વ્યૂહના આગલ બન્ને ખૂણા સામા પક્ષની

એને સાવચેતીથી પકડીજ રાખવો જો એને એવી રીતે પકડી રાખવામા સામો પક્ષ સફળ થશે, તો એ ખેલાડી હાર્યો કહેવાશે પણ તેમ ન થતા જો બધાના હાથમાથી એ શ્વાસ કાયમ રાખીન જ છટકી નાઠો અને પોતાના કોઠામા સહીસલામતે ચાલ્યો ગયો તો સામા પક્ષમાના જે ખેલાડીને એણ સૌથી પહેલા અડક્યા હશે તે ખેલાડી હાર્યા ગણાશે ઘણીવાર એમ બને છે સામા પક્ષમા રમવા ગએલો એ ખેલાડી ત્યા પકડાય જાય છે ને છટકી નાસવાનો યત્ન કરે છે તેમા તદ્દન સફળ ન થતા ચડાઈ સુધી આવીને જ એનો શ્વાસ ખાલી થઇ જાય છે એવી સ્થિતિ હોય ત્યા એ ખેલાડીને ફરી નવેસરથી સામા પક્ષના રમવા જવાની તક આપવી અને એજ ખેલાડી લાગલાગટ ચડાઈ સુધી જતો હશે તો આવી રીતની તક ઘણુ વાર આપી શકાશે

એ ખેલાડી હારે કે જીતે એનો ગમે તેવો નીવેડો આવે ત્યાર પછીજ જો એ હાર્યો હશે તો

એના પક્ષના ખેલાડીનેજ સામા પક્ષમા રમવા જવુ પડશે, અને જો જીત્યો હશે તો સામા પક્ષનો ખેલાડી એના કોટમા રમવા આવશે હર-કોઇ રીતે હારેલો પક્ષ જ ત્યારપછીના દાવમા પોતાનો ખેલાડી મોકલશે જ્યા હારજીત ન થતા રમત ચાલુજ હશે ત્યા બન્ને પક્ષે વાસફરતી ખેલાડી મોકલવાનુ ચાલુ રાખવુ આ રમત ચાલુ રહેતા કોઇ પક્ષમા જો ઘણીજ ખુવારી થઇ ગઇ હશે ને તે પક્ષમા એકજ ખેલાડી બચી રહ્યો હશે, તો તે બચી રહેલા છેલ્લા ખેલાડીને એક ખાસ છૂટ મળશે તે છૂટ પ્રમાણે તેને સામા પક્ષમા રમવા જવુ હશે તો તેને એક શ્વાસે રમત કરવાનો નિયમ લાગુ પડશે નહિ એટલે ચાખડ શ્વાસ રાખી કાઇ પણ બોલતા રહી સામા પક્ષમા રમવુ પડે છે તેને ઠેકાણે કાંઈ પણ નહિ બોલતા કેવળ બન્ને હોઠ બધ રાખી સામા પક્ષમા રમવા જવુ ત્યા રમતા રહેવાનો

રમત બે જ મિનિટની રહેશે આ તો ખાલી દાખલામાં બતાવ્યું એ રમતના નિયમ વિષે જેઓ તદ્દન અજાણ છે, તેમને માટે નીચે મુજબ નિયમાવલી આપવામાં આવે છે

---

# વિશેષ નિયમો

---

## ખેલાડીની સંખ્યા

૧ દરેક પક્ષમાં સાત જ ખેલાડી રહેશે કોઈ પક્ષ સાત કરતાં ઓછા ખેલાડીથી સામા પક્ષના પૂરા સાત ખેલાડી સાથે રમવાની હિંમત કરશે તો તે પક્ષને ઓછા ખેલાડી સાથે રમવાની છૂટ આપવામાં આવશે એક પક્ષમાં સાતથી વધારે ખેલાડી કોઈ પણ સ્થિતિમાં રાખવામાં આવશે નહિ

## ચોગાન

ઘાસની લીલી જડવાળી, કે બારીક રેતીવાળી, પણ સપાટ જગ્યા રમતના ચોગાન માટે પસંદ કરવી

૧ ૫૧ ફૂટ લાંબા અને ૩૭½ ફૂટ પહોળા

ચોગાનની ચારે તરફથી સીધા અને ચોકખા દેખાય એવા લીટાથી હદ બાંધી લેવી ચોગાનની લંબાઈને બરોબર વચગાળેથી લીટો પાડી સરખા બે ભાગમાં વ્હેંચી નાખવી, એટલે દરેક કોટ ૩૭॥×૨૫॥ ફૂટનો થઈ રહેશે

૧ દરેક કોટની પાછળ બે ફૂટ જેટલી જગ્યા વધારાને ખાતર રાખવી તે જે તે પક્ષના હારેલા ખેલાડીઓને અનુક્રમે બેસવા કામ આવશે

### રમતનો સમય અને આરામ

૧ બરોબર એક કલાક રમત ચાલુ રહેશે

૨ ચાલુ રમતમા અર્ધો વખત વીત્યે પાચ મિનિટ રમત બધ રાખી આરામનો સમય રાખવામા આવશે પાચ મિનિટ કરતા વધારે વખત આપવાની જરૂર જણાય તો મધ્યસ્થ તે આપી શકશે આરામનો સમય રમતના નક્કી કરેલા એક કલાકના વખત કરતા વધારેનો ગણાશે

૩ કોટની પસદગીમા બન્ને પક્ષનો વિવાદ હોય ત્યા મધ્યસ્થ આપેલો કોટ, તે પક્ષ સ્વીકારવો પડશે

૪ આરામ પછી ફરી રમત શરૂ થતા પહેલા બન્ને પક્ષ બદલી લેવા પડશે

૫ રમત શરૂ થતા ક્યા પક્ષે શરૂઆત કરવી તે મધ્યસ્થના ઇચ્છા પર આધાર રાખશે

૬ આરામ પછી ફરી રમત શરૂ થતા પહેલેથી ચાલતા આવેલા ક્રમ પ્રમાણે જે પક્ષે શરૂઆત કરવી જોઇએ તે જ પક્ષ રમત

શરૂ કરશે, પણ આરામના સમય વખતે જ જો એક પક્ષે પૂરેપૂરી હાર ખાધી હશે ને ફરી રમત શરૂ થતા પહેલાજ આરામનો સમય આવી લાગ્યો હશે, તે અવસરે ફરી શરૂ કરવાનો હક્ક જીતેલા પક્ષને માથે રહેશે

## સિસોટી

૧ સિસોટી મધ્યસ્થનાજ હાથમા રહેશે

૨ રમત શરૂ થતા પહેલા પાચ મિનિટ પર પહેલી સિસોટીથી મધ્યસ્થ બન્ને પક્ષના ખેલાડીઓને રમતનો સમય નજીક આવી લાગ્યાનુ સૂચવશે તે પછી ત્રણ મિનિટ બાદ બીજી સિસોટીએ બન્ને પક્ષ પોત પોતાના કોટમા હાજર થઈ જવુ પડશે, ત્રીજી સિસોટીએ રમત ચાલુ થશે

૩ આરામનો સમય આવી લાગતા મધ્યસ્થ સિસોટીનો અવાજ લબાવીને કરશે,

આરામનો સમય વીત્યે ફરી સિસોટી વાગતા બન્ને પક્ષે પોતપોતાના ફરી નક્કી કરેલા કોટમા દાખલ થઇ જવુ અને ત્યારપછીની સિસોટીએ રમત શરૂ કરી દેવી

૪ રમતનો સમય પૂરો થતા સિસોટીનો લાબો અવાજ થશે

૫ કોઇ ખેલાડી હાર્યો હશે તો તે સિસોટીના ટૂકા અવાજથી સૂચવાશે

૬ કોઈ ખેલાડી જો ચડાઇ થયો હશે તો તે સિસોટીના જરા લાબા અવાજે જણાવાશે

૭ પ્રેક્ષકોમા જરૂરણીથી વધારે ઘુમાણુમ થતી હશે ત્યારે તેને શમાવવા ઉપરાઉપરી સિસોટીઓ થશે

### હારજીત

૧ કોઇ પણ પક્ષના બધા ખેલાડી હારી જાય ત્યા રમતનો નક્કી કરેલો સમય (એક કલાક)

પૂરો થયો ન હોય તો રમતનો એક માર થયો કહેવાશે

૨ એક માર થઈ જવા પછી પાછી નવેસરથી રમત શરૂ થશે હારેલા પક્ષનો ખેલાડી રમત કરવા પહેલો જશે

૩ નક્કી કરેલા સમયમા જ (એક કલાકમાંજ) જેણે વધારે માર કીધા હશે તે પક્ષ જીતેલો કહેવાશે, અને બન્ને પક્ષના માર એકંદર સરખા જ હશે તો રમતનું છેવટનું પરિણામ આવ્યું કહેવાશે નહિ છેવટના પરિણામ માટે એક ગાડવાડિયાની અંદરનો બીજો દિવસ મધ્યસ્થ નક્કી કરી આપશે

૪ આવી રીતે ફરી નક્કી થએલા દિવસે રમત નવેસરથી શરૂ થયેલી ગણાશે

૫ મધ્યસ્થે નક્કી કરી આપેલા દિવસે ફરી રમત કરવાના નક્કી સમયે જો બેમાંનો કોઇ એક પક્ષ ગેરહાજર હશે તો તે પક્ષ હારેલો ગણાશે

૫ ફરી નક્કી કરેલા સમયે કોઇ પક્ષના ખેલાડી ઓમા નક્કી કરેલી (સાત) સખ્યાથી ઓછા હશે તો પણ તેને રમવાની ફરજ પાડવામા આવશે અધૂરો પક્ષ ઓછી સખ્યાની દલીલ કરી રમવા આનાકાની કરશે અને નહિ રમશે તો તે પક્ષ હારેલો ગણાશે પણ એની દલીલને એનો સામો પક્ષ સ્વીકારતો હશે તો મધ્યસ્થે રમતનો બીજો દિવસ નક્કી કરી આપવામા હરકત કરવી નહિ

## મધ્યસ્થ

૧ રમતનુ પરિણામ નિષ્પક્ષપાતપણે જણાવવા તથા ચાલુ રમતના ખેલાડી અને પ્રેક્ષકોમા યોગ્ય શાન્તિ રાખવા અક મધ્યસ્થ રહેશે

૨ મધ્યસ્થને બે સહાયકો મદદ કરશે

૩ રમતના સમયમા મધ્યસ્થની આજ્ઞા પાળવા દરેક ખેલાડી બધાએલો ગણાશે

૪ ખેલાડીની કોઈ પણ ગફલત બાબત મધ્યસ્થ તરફથી ત્રણવાર સાવચેતી આપવામા આવશે તે છતા તેની તે ગફલત થતી જ જતી હશે તો તે ખેલાડીને કેવલ તે જ દિવસને માટે મધ્યસ્થ રમતા અટકાવી શકશે

૫ ચાલુ રમતમા કોઇપણ ખેલાડી કોઇપણ જાતની દલીલ કરી શકશે નહિ તેમજ શ્વાસ લઇને ગએલા ખેલાડીના સાદ સિવાયનો કોઇપણ બીજો સાદ કરવા દેવામા આવશે નહિ આ આજ્ઞાનો ભગ કરનારને મધ્યસ્થ એક જ વાર સૂચના આપશે એ નિયમનો ફરી ભગ કરનારને મધ્યસ્થ તે દિવસને માટે રમતા અટકાવી શકશે

૬ મધ્યસ્થે કોઈપણ ગુન્હા બાબત શિક્ષા કરી હશે ને તેથી કોઇપણ પક્ષમા ખેલાડીની સખ્યા ઓછી થતી હશે તો તેને માટે મધ્યસ્થ જવાબદાર નથી

ख  ખેલાડી પોતાની બાજુ રમતમા  પાછળના ચડાઇના લીટાને અડક્યા વગર રમે છે કે નહિ

ग  ચડાઇ થએલો ખેલાડી ચડાઇના લીટાને બરાબર અડકી શક્યો છે કે નહિ

घ  ખેલાડી રમતના ચોગાનથી બહાર તો નથી નીકળી ગયો ?

ङ  કોઈ પણ ખેલાડી રમતના ચોગાનથી બહાર જતો રહ્યો હોય તો તે કોઈના ધક્કાથી તો નથી ચાલ્યો ગયો ?

च  કોઇ ખેલાડીને વાગ્યુ હોય કે બીજી કોઇ ઈજા થઇ હોય તો તે, ખેલાડીને પોતાની ભૂલને લીધે જ થઇ છે કે કોઇએ ઇચ્છાપૂર્વક કીધી છે

## શાસ્ત્ર અને આપ.

१  ખેલાડીએ સામા પક્ષના કોઠમા રમવા જતા પહેલા ચડાઇ પરથી જ કોઈપણ

જાતનો, સાદ (શ્વાસ) શરૂ કરવો, અને અખંડ ચાલુ રાખવો

૨ અશ્લીલ અર્થના સાદ સિવાયનો બીજો કોઈ પણ સાદ જેમકે હાતુતુતુતુ કોટ, કોટ, કોટ બોલ હિંડુ, હિંગ, હિંગૂ, વગેરે ચાલી શકશે

૩ બધા માણસો ચોકખી રીતે સાંભળી શકે તેમ જોરથી સાદ કરવો પડશે

૪ નાઇ પક્ષમા ઘણા ખેલાડીઓ હારી ગયા હશે અને કેવળ એક જ બચ્યો હશે તો તે ખેલાડી સાદ વિના (આપૂથી) યા તો સાદ લઇને બન્નેમાથી ગમે તે રીતે રમવા જઈ શકશે

૫ આપૂમા જવાની તક લાગલગાટ ત્રણ જ વાર આપવામા આવશે ચોથી વાર સાદ કરતાજ રમવુ પડશે પણ ત્યાર પછી આપૂની તક એમ નવેસરથી ત્રણવાર "મળતી" રહેશે

૬ આપૂમા ગયેલો ખેલાડી સામા પક્ષના કોટમા દરેક વખત બે મિનિટ જ રહી શકશે તેનો બે મિનિટનો સમય પૂરો થાય તે પહેલા મધ્યસ્થ સિસોટીથી સૂચના આપશે

૭ આપૂમા રમવા જનાર ખેલાડીએ, હોઠ બધ રાખી રમવુ પડશે

## ખેલાડીની હાર

૧ કોઇ પણ ખેલાડી અખડ શ્વાસે સામા પક્ષના જઇ કોઇ પણ એક ખેલાડીને અડકી સહિસલામતે ચડાઇ વીતાવી પોતાના કોટમા આવી પહોચશે તો જેને અડકીને તે આવ્યો હશે તે હારેલો ગણાશે

શ્વાસનો સાદ ચડાઇ પરથી ન લેતા સામા પક્ષના કોટમા જઇને લીધો હશે તો સામા પક્ષના કોઇપણ ખેલાડીને અડક્યા સિવાય પોતાના કોટમા પાછા વળી જવુ જોઇશે તેમા વિલમ્બ થતા સામા પક્ષના કોઇપણ

ખેલાડી સાથે સ્પર્શ થયેથી રમવા ગએલો ખેલાડી હાર્યો ગણાશે

૩ સાદ તૂટી ગયો હોય તે પછી જો તે કોઇને સ્પર્શ કરે તો રમવા ગએલો ખેલાડી હાર્યો ગણાશે

૪ એકી વખત એકજ પક્ષના એકથી વધારે ખેલાડી સામા પક્ષના કોટમા રમવા જશે તો ત્યા સામા પક્ષના ખેલાડી સાથે જે પહેલા અડકાયો હશે તે જ હાર્યો ગણાશે

૫ રમતા રમતા જો કોઈ ખેલાડી પાછળના ચડાઈના લીટાને અડયો હશે તો ત્યારપછી સામા પક્ષના કોઇપણ ખેલાડીનો સ્પર્શ થતા રમવા ગએલા ખેલાડી હાર્યો ગણાશે

૬ સાદ લઇ રમવા ગએલો ખેલાડી સામા પક્ષના ખેલાડીઓથી પકડાઈ જાય ને પોતાનો શ્વાસ તૂટે નહિ તે પહેલાં ત્યાથી છૂટકારો ન મેળવી શકે તો તે ખેલાડી હાર્યો ગણાશે

૭ કોઇ ખેલાડી પોતાના સાદને અખંડ રાખી પાછો વળતો હશે ને તે ચડાઇ સુધી છૂટો રહીને આવ્યો હશે તે વખતે સામા પક્ષથી જો બીજો ખેલાડી સાદ લઇ ચડાઇ પર આવી લાગી ખેલાડીને અડકી પાડશે તો તે પાછા આવવામા નિષ્ફળ ગએલો ખેલાડી હારી ગણાશે ચડાઇ થએલો ગણાશે નહિ

## ચડાઈ

૧ સામા પક્ષમા રમવા ગએલો ખેલાડી ત્યા પકડાઇ જાય છતા સાદ તૂટયા પહેલા તેનુ કોઇ પણ અંગ ચડાઈ સાથે અડકે તો તે ખેલાડી ચડાઈ થયો ગણાશે

૨ ખેલાડીનુ અંગ ચડાઇ પર કમાન દઈ બન્ને કોટમા હશે તોપણ તેણે ચડાઇ અડકી રાખી ગણાશે

૩ ચડાઇ થનાર ખેલાડી પોતે ચડાઇ પર ન હોય, પણ ચડાઇ પર પડેલા કોઇ બીજા

ખેલાડીના શરીર પર પડયો હશે તોપણ
તે ચડાઇને અડકેલો ગણાશે

૪ ચડાઇના લીટા સાથે અડકી રહેલા ખેલાડીનુ બાકીનુ બધુ અગ રમતના ચોગાનથી બહાર પડયુ હશે તોપણ તે ચડાઇને અડકેલો ગણાશે

૫ કોઇ ખેલાડી સામા પક્ષના કોટમા પડયો ને તેના શરીરનુ કોઇ પણ અગ ખાસ ચડાઇની સાથે ન લાગતા રમતના ચોગાનની બહાર હશે પણ ચડાઈની સીધી લાઈનને લબાવી લઈએ તો તે અગ ચડાઇ પરજ આવી જતુ હશે તોપણ તે ચડાઇ થએલો ગણાશે નહિ

૬ સામા પક્ષમા રમવા ગએલા ખેલાડીની પાછળ ફરીવળી જો કોઈ ખેલાડી ચડાઇ પર ઉભો હશે ને રમવા ગયેલોખેલાડી ચડાઈપર ઉભેલાને શ્વાસ અખડ રાખી અડકશે તો તે ચડાઇ પર ઉભો રહેલો ચડાઈ

ગણાશે નહિ પરંતુ હાર્યો ગણાશે પણ રમવા ગએલો ખેલાડી શ્વાસ તોડીને એને અડકે તો રમવા ગએલો ખેલાડી ચડાઈને આવ્યો હોય તો ચડાઈ, અને સામા પક્ષના કોટમાં નીકળીનેજ અડકયો હોય તો તે હાર્યો ગણાય

૭ કોઇ ખેલાડી પોતાના કોટમાં પોતાનું કોઇ પણ અંગ દાખલ કરી શકયો નહિ તેમ ચડાઇને પણ અડકયો નહિ, પણ તેનું કાઇપણ અંગ ચડાઇ પરના આકાશમાં આવ્યું હશે તોપણ તે ચડાઇ ન ગણાતાં હાર્યો ગણાશે, પણ ચડાઇપરના આકાશમાં એનું અંગ એની નીચે પડેલા ખેલાડીને લીધે રહ્યું હશે તો તે ચડાઈ જ ગણાશે

૮ ચડાઈ થએલા માણસે ફરીથી રમવા જવું પડશે

૯ ચડાઈ થએલો ખેલાડી જેને પહેલા અડકયો હશે તે જ ખેલાડી પાસે ચડાઈનો લીટાની

ઉપર આકાશમાં હાથ લંબાવી ત્રણ વાર તાળી લેશે ત્યાર પછી નવેસરથી રમવા જઇ શકશે

૧૦ તાળી આપનાર અને લેનાર બન્ને જણાએ પોતપોતાના કાટમાં ચડાઈના લીટાથી બરાબર એક એક હાથ દૂર રહેવું

૧૧ ચડાઇના લીટાના જે ભાગ પર ખેલાડી ચડાઇ થયો હશે ત્યાં જ તાળી અપાશે

૧૨ લાગલગાટ ત્રણવાર ચડાઇ થવાથી ત્રીજીવારની ચડાઇએ ખેલાડી હાર્યો ગણાશે.

## હદપાર

૧ ચાલુ રમતે કોઇ પણ ખેલાડી પોતાના તેમજ સામા પક્ષના કોટમાંથી તદ્દન બહાર નીકળી ગએલો હશે ત્યારે તે હદપાર થયેલો ગણાશે

૨ મધ્યસ્થની રજા લઇ કોઇપણ કારણસર ચાલુ રમતે ચોગાનની બહાર જશે તો હદપાર

ગણાશે નહિ તે ફરી રમત મેળવી અંદર દાખલ થઇ શકશે

૩ કોઇએ ધક્કો મારી ઇરાદાપૂર્વક ચોગાનની બહાર કરી દીધેલો હદપાર ગણાશે નહિ ધક્કો મારનાર હાર્યો ગણાશે

૪ બેહુએ અંગ ચોગાનના લીટા ઉપર હશે ત્યાં સુધી હદપાર ગણાશે નહિ

## હાર અને હદપારનું પરિણામ

૧ હારેલો તથા હદપાર થએલો ખેલાડી પોતાના કોટની પાછળ મુકરર કરેલી જગ્યાએ અનુક્રમે બેસશે

૨ કોઇ પણ ખેલાડી હારે ત્યારે તેના સામા પક્ષના બહાર બેઠેલા ખેલાડીઓમાંથી એક માણસ અનુક્રમે જીવેલો ગણાશે ને તે પોતાના કોટમાં આવી રમતમાં ભાગ લઇ શકશે

૩ જીવિત થવામાં ક્રમનો ભંગ કદી પણ થઇ શકશે નહિ.

૪ હદપાર મૂકેલાના વતી સામા પક્ષથી કોઇ પણ જીવી શકાશે નહિ

## પારશિષ્ટ ૯

૧ જોડા પહેરીને તથા નકામા વધારે કપડા પહેરીને રમવા દેવામા આવશે નહિ

૨ મોટા નખ રાખેલા માણસને કે જેનાથી સામા પક્ષના ખેલાડીને ઇજા થવાની વકી રહે છે તેવાને રમવા દેવામા આવશે નહિ

૩ રોગી અને નિર્બળ જણાતા માણસને રમવા દેવામા આવશે નહિ

૪ ઇરાદાપૂર્વક બીજા ખેલાડીને ઈજા કરનારને ફરી પણ રમવા દેવામા આવશે નહિ

૫ અમુક ખેલાડી ચડાઇમાં હદપાર થયા છે કે નહિ તે વિષેનો વિવાદ ચાલી શકશે નહિ કેવળ મધ્યસ્થના નિર્ણય પર જ આધાર રહેશે

૬ જીવિત થએલો ખેલાડી પોતાના કોટના પાછળના ભાગથી જ દાખલ થઇ શકશે

**સમાપ્ત**

